હું તમને હણી નાંખીશ." આવાં નમુચિનાં વચન સાંભળી આહુતિવડે અગ્નિની જેમ વિષ્ણુકુમાર ક્રોધથી પ્રદિપ્ત થયા, તો પણ તેઓ બોલ્યા–'અરે! અહીં અમને રહેવા માટે ત્રણ પગલાં માત્ર ભૂમિ તો આપો.' એટલે નમુચિએ કહ્યું–'હું તમને ત્રણ પગલાં માત્ર ભૂમિ આપું છું; પણ જે તેટલી ભૂમિની બહાર રહેશે તેને હુ તત્કાળ હણી નાંખીશ' 'તથાસ્તુ' એમ કહી વિષ્ણુકુમારે શરીર વધારવા માંડ્યું. મુગટ, કુંડળ, માળા, ધનુષ્ય, વજ્ર અને ખડ્ગ ધરતા, મોટા ફુત્કારાથી જીર્ણ પત્રની જેમ ખેચરોને પાડી નાખતા, કમળના પત્રની જેમ ચરણથી પૃથ્વીને કંપાવતા, કલ્પાંત કાળના પવનની, જેમ સમુદ્રોને ઉછાળતા, સેતુબંધની પેઠે સરિતાઓને પ્રતીપગમન કરનારી (પાછી વળનારી) કરતા, કાંકરાના સમૂહની જેમ નાગચક્રને ખેરવતા, રાફડાના ગશિની જેમ પર્વતોને ફાડી નાખતા, મહાપરાક્રમી, મહાતેજસ્વી અને સુર અસુરોને ભયંકર એવા વિષ્ણુકુમાર અનુક્રમે વિવિધ રૂપે વધી મેરૂગિરિ જેવા થયા.[1] તે સમયે ત્રણ જગતને ક્ષોભ થતો જોઈ તેમને પ્રસન્ન કરવાને ઇંદ્રે ગાયન કરનારી દેવાંગનાઓને આજ્ઞા કરી તે ગાયિકા દેવીઓ ત્યાં આવીને સર્વજ્ઞ શાસ્ત્રમાં કહેલા ભાવને જણાવનારૂં ગાયન ગાંધાર સ્વરે તેમના કર્ણની સમીપે આ પ્રમાણે ગાવા લાગી–"પ્રાણીઓ ક્રોપથી આ ભવમાં પણ દગ્ધ થાય છે, વારંવાર સ્વાર્થમાં મોહિત થાય છે અને મૃત્યુ પામ્યા પછી અનંત દુઃખવાળા નર્કમાં પડે છે." આ પ્રમાણે તેમનો ક્રોપ શમાવવાને કિંનરોની સ્ત્રીઓ તેમની આગળ ગાવા લાગી અને નૃત્ય પણ કરવા લાગી પછી પદ્મકુમારના અગ્રજ બંધુ કે જેના ચરણ જગતને વંદન કરવા યોગ્ય છે, તેઓ નમુચિને પૃથ્વીપર નાંખી પૂર્વ અને પશ્ચિમ સમુદ્રને કિનારે (જંબૂદ્વીપની જગતી ઉપર) બે પગલાં મૂકીને સ્થિત થયા. આ વૃત્તાંત જાણી પદ્મકુમાર સંભ્રમથી ત્યાં આવ્યા, અને પોતાના પ્રમાદથી તથા નમુચિના દોષથી ચકિત થઇ ગયા. પછી પોતાના અગ્રજ મહર્ષિને અતિ ભક્તિથી નમસ્કાર કરી અંજળિ જોડીને અશ્રુવડે મુનિના ચરણને પ્રક્ષાલિત કરતાં આ પ્રમાણે બોલ્યા—

"હે પ્રભુ! લોકોત્તર ગુણવાળા તમે વિજયવંત સ્વામી છતાં પૂજ્ય પિતાશ્રી પદ્મોત્તર રાજા અદ્યાપિ મારા ચિત્તથી વિદ્યમાનજ છે. આ અધમ નમુચિ મંત્રી હમેશાં શ્રી સંઘની આશાતના કરતો તે મારા જાણવામાં આવ્યું નહીં, તેમ કોઈએ મને જણાવ્યું પણ નહીં; તથાપિ હું પોતેજ અપરાધી છું; કારણકે એ પાપી મારો સેવક છે. **સ્વામી સેવકના દોષથી દુષિત થાય છે** એવી નીતિ છે તે નીતિ પ્રમાણે હું પણ તમારો સેવક છું અને તમે મારા સ્વામી છો, તો તમે પણ મારા દોષથી ગ્રસિત થશો, માટે ક્રોપ તજી દ્યો. હે મહાત્મા! આ પાપી મંત્રીના અપરાધથી આ ત્રણે લોક પ્રાણસંશયમાં આવી પડ્યું છે, માટે હે કરૂણાનિધિ! તેની રક્ષા કરો." એવી રીતે બીજા પણ અનેક સુર અસુર અને નરોના ઇશ્વરોએ (ઇંદ્રોએ, રાજાઓએ અને ચતુર્વિધ સંઘે) વિવિધ પ્રકારે સ્તુતિ કરીને મહામુનિ વિષ્ણુકુમારનું સાંત્વન કરાવા માંડ્યું. જ્યારે આકાશમાં અત્યંત વૃદ્ધિને પામેલા વિષ્ણુકુમારને સાંભળ્યા ત્યારે સર્વેએ ત્યાં આવી આવીને ભક્તિથી તેના ચરણનો સ્પર્શ કર્યો. ચરણનો અત્યંત સ્પર્શ થતાં

૧ લક્ષયોજન પ્રમાણ શરીર કર્યું. વૈક્રિય લબ્ધિનું એટલું બળ છે.

ષ્ણુકુમારે નીચે જોયું એટલે ત્યાં પોતાના ભાઇ પદ્મ, ચતુર્વિધ સંઘ અને સુર, અસુર તથા જાઓ જોવામાં આવ્યા. મુનિએ વિચાર્યું કે " આ કૃપાળુ સંઘ, આ દીન એવો મારો ભાઈ પદ્મકુમાર અને આ સુર અસુર તથા રાજાઓ ભય પામીને મારા કોપની શાંતિને માટે એક સાથે પ્રયત્ન કરે છે તો મારે આ સંઘ માન્ય છે અને ભ્રાતા પદ્મ વિગેરે સર્વ અનુકંપા કરવા યોગ્ય છે. " આવો વિચાર કરી શ્રી મહામુનિ વિષ્ણુકુમાર શરીરની વૃદ્ધિનો ઉપસંહાર કરી મર્યાદામાં આવેલા સમુદ્રની જેમ પોતાની મૂળ પ્રકૃતિની અવસ્થામાં સ્થિર થયા. સંઘના આગ્રહથી તે મહામુનિએ નમુચિને છોડી દીધો, એટલે પદ્મરાજાએ તરતજ તે અધમ મંત્રીને નગરમાંથી કાઢી મૂકયો. આ ત્રિપદી ( ત્રણ પગલાં ) ના ચરિત્રથી વિષ્ણુકુમાર ત્રણ જગતમાં **ત્રિવિક્રમ** એવી પવિત્ર વિખ્યાતિને પામ્યા. આવી રીતે શ્રીસંઘનું કાર્ય કરી, શાંત થઈ, ઉત્કૃષ્ટ તપસ્યા કરીને વિષ્ણુકુમાર મુનિ કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા

મહાપદ્મરાજાએ પણ સંસારથી ઉદ્વેગ પામી તૃણની જેમ રાજ્યને છોડી દઇને સદ્ગુરૂની પાસે દીક્ષા લીધી. કુમારવયમાં પાંચસો વર્ષ, માંડળિકપણામાં પણ તેટલા વર્ષ, દિગ્વિજયમાં ત્રણસો વર્ષ, ચક્રવર્તીપણામાં અઢાર હજાર ને સાતસો વર્ષ અને વ્રતમાં દશ હજાર વર્ષ સર્વ મળીને ત્રીશ હજાર વર્ષનું આયુષ્ય પદ્મચક્રવર્તીનું પૂર્ણ થયું. પદ્મચક્રવર્ત્તી મુનિપણાના વિવિધ અભિગ્રહવડે સુંદર એવાં તીવ્ર તપ કરી અને ઘાતી કર્મનો ક્ષય થતાં કેવળજ્ઞાનની સમૃદ્ધિ મેળવી શાશ્વત સુખના ધામ ( મોક્ષ ) ને પ્રાપ્ત થયા.

" આ છઠ્ઠા પર્વમાં બે જિન અને ચક્રવર્ત્તી, બે તીર્થંકર, બે ચક્રવર્ત્તી, બે રામ ( બળદેવ ), બે વાસુદેવ અને બે પ્રતિવાસુદેવ એમ ચૌદ મહાત્મા શલાકા પુરૂષોનું કીર્તન કરેલું છે. કીર્તિથી દિશાઓને વ્યાપ્ત કરનારા તે મહાશય પુરૂષોનું આ ઉદાર ચરિત્ર હમેશાં લોકોના કર્ણને અતીથિ રૂપ થાઓ. "

**इत्याचार्यश्रीहेमचंद्रविरचिते त्रिषष्टिशलाकापुरुषचरिते**

**महाकाव्ये षष्ठे पर्वणि पद्मचक्रवर्तीचरितवर्णनो**

**नाम अष्टमः सर्गः ।**

# पर्व छठ्ठुं समाप्त.